E ORDER OF

(AR IN THE F

# ન તારાનું મં

મ કેત. ૬૯તા. ન

તેનું બાહ્ય અને આંતર કાર્ય.

પ્રયોજક ( અંગ્રેજીમાં )

ોફેસર ઇ. એ. વુડહાઉસ, એમ. એ.

ભાષાંતર કર્તા, તથા પ્રકાશક.

મણિલાલ નથુભાઇ દોશી, બી. એ.

અમદાવાદ.

અમદાવાદ–ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

આવૃત્તિ ૨ જી. સન ૧૯૧૭. પ્રત ૧૦૦૦.

કિં. ૧ આનો.

૬૯૩૨



# પૂર્વના તારાનું મંડળ

## તેનું બાહ્ય અને આંતર કામ.

**સન** ૧૯૧૧ ના જુલાઇ માસના "થિઓસોફિસ્ટ" માસિકમાં જ્યારથી થિઓસોફિકલ સોસાઈટીના પ્રમુખ **ઍનીબેસન્ટે** એવું જાહેર કર્યું કે એક નવું **મંડળ** સ્થાપવામાં આવ્યું છે કે જેનું **મુખ્ય કામ** મહાન્ આધ્યાત્મિક **જગદ્ગુરૂના** આવવાનો માર્ગ તૈયાર કરવામાં મદદ કરવાનો છે, ત્યારથી દુનિયાના સઘળા ભાગોમાંથી તે મંડળનું ખાસ લક્ષણ, તેના ઉદ્દેશો અને નિયમોના સંબંધમાં એટલા બધા સવાલો પૂછવામાં આવ્યા છે કે આ બાબત ઉપર મળી આવતી સઘળી હકીકત એકઠી કરવી, અને આ બાબતમાં જેઓ હિત ધરાવતા હોય તેવા સઘળાઓને ટુંકાણમાં તે જણાવવી એ જરૂરનું છે એમ આ લેખકને લાગ્યું. આશા રાખવામાં આવે છે કે આ મંડળમાં જોડાનાર ઉમેદવારોને આ હકીકત ઉપયોગી થશે. આ મંડળના સંબંધમાં કેટલાકના મનમાં જે સવાલો ઉઠયા છે તેનો ખુલાસો મળી જશે, અને આ બાબતમાં કામ કરનાર થોડા ઘણા હોદ્દેદારોને માથેથી દરેકને જુદો અને લાંબો પત્ર લખવાની કડાકુટ દૂર થશે.

સન ૧૯૧૧ ના જાન્યુઆરીની ૧૧ મી તારીખે **મી. જી. એસ. એરન્ડેલે** Order of the Rising Sun–ઉગતા **સૂર્યનો વર્ગ** એ નામનો જે વર્ગ કાશીમાં સ્થાપ્યો હતો, તેમાં કેટલાક ઉપયોગી સુધારા વધારા થવાથી આ નવું મંડળ હયાતીમાં આવ્યું છે.

મહાન્ જગદ્ગુરૂના આગમનનો સંદેશો ચારે બાજુએ ઘણીજ છટાદાર રીતે આપણને થિઓસોફિકલ સોસાઇટીના પ્રમુખ-**ઍની બેસન્ટે** જણાવેલો છે. એ સંદેશો જેઓ ખરો માનતા હોય, તેઓએ કેવળ હા પાડી બેસી રહેવા કરતાં કાંઇક સંગીન પગલું ભરવું જોઇએ, એવી માન્યતાથી તે મંડળ સ્થાપવામાં આવ્યું હતું. જો કામ કરવાને કોઇ પણ પ્રસંગ હોય તો તે આજ હતો એમ માનવામાં આવ્યું હતું. જો તે સદેશો ખરો હોય તો જેઓ તે માનતા હોય, તેઓએ એક મંડળ રૂપ બનવું જોઇએ, તે માન્યતાથી જોડાવું જોઇએ, અને આ મહાન બનાવની તૈયારીમાં જે જે મદદગાર રૂપ અથવા જરૂરનું જણાય તે તે કામ તેઓએ કરવું એ ઘણુંજ અગત્યનું જણાયું. આ બાબતમાં કામ કરવાનું હોય પણ ખરૂં યા ન પણ હોય, સામાન્ય મનુષ્ય જેવી મદદ આપી શકે તેવી મદદની જરૂર પડે યા ન પણ પડે, પરંતુ આ કામમાં મદદ કરવાની ઇંતેજારી હોવી જોઇએ, અને તે પણ ખુલ્લી રીતે દર્શાવેલી હોવી જોઇએ કે જેથી કરીને **મહાન કામ કરનારાઓને**, નાનાઓ આપી શકે તેવી સહાય અથવા સહાનુભૂતિ કઇ દિશામાંથી મળી શકે તે જાણવું સુગમ થાય.

આ રીતે જાન્યુઆરી માસમાં આ મંડળનો જન્મ થયો અને તે પછી કેટલાક મહિનાસુધી તેનું કામ વધવા લાગ્યું અને હિંદુસ્થાનના ઘણા ભાગમાંની તેના સભાસદો થયા. પરંતુ મુખ્યત્વે તો તે મંડળની જન્મભૂમિ ( **કાશી** ) ની આસપાસના પ્રદેશોમાંથી સભાસદો થયા હતા. વખત જતાં એમ લાગ્યું કે જે કામ તે મંડળે માથે ઉપાડ્યું હતું તે કામને પહોંચી વળવાને તે વર્ગ જોઇએ તેવો બળવાન ન હતો, તેમજ તેના સભાસદો સર્વ દેશના ન હતા. **તે વર્ગનું સત્તાધારી કોઈ ન હતું, માટે ભાગે તે ખાનગી સાહસનું કામ હતું.** પરદેશથી આ બાબતના સવાલ પુછનારા સ્વાભાવિક રીતે એમ પુછતા

હતા કે આ બાબતમાં થિઓસોફિકલ સોસાઇટીના પ્રમુખ—**એની-બેસન્ટનું** વલણુ કેવા પ્રકારનું હતું કે **જેથી** તેઓ સંપૂર્ણ વિશ્વાસ **અને** શ્રદ્ધાથી અનુસરી શકે. બીજી પણ અનેક રીતે, તેના માર્ગમાં જે જે અડચણો આવે તેની સામે થવાને આ વર્ગ અસમર્થ નીવડયો. આ સ-વેનું પરિણામ એ આવ્યું કે **એનીબેસન્ટે** પોતે આ કામ હાથમાં લીધું, સ્વીકાર્યું અને તેને યોગ્ય પદ્ધતિસર ગોઠવ્યું અને જુલાઈ માસના થિઓસોફિસ્ટમાં નવા અને વધારે સાર્થક નામ **"પૂર્વના તારાનું મંડળ"** એ નામ સાથે એ બધું જાહેરમાં મુકયું. તેના નિયમોના બંધારણના સંબંધમાં કેટલાક શબ્દોના ફેરફાર કરવામાં આવ્યા પણ સૌથી મોટો અને સૌથી અગત્યનો ફેરફાર એ હતો કે **મીસીસ એનીબેસન્ટે** આ મંડળના રક્ષક ( Protector )નો હોદ્દો સ્વીકાર્યો અને **મી૦ કૃષ્ણમૂર્તી** ( Alcyone ) એ આ મંડળનું પ્રમુખપદ સ્વીકાર્યું.—આથી આ વર્ગને તદ્દન નવુંજ સ્વરૂપ પ્રાપ્ત થયું અને અ-ગત્યતા મળી.

હવે આ નવા મંડળના સંબંધમાં જુલાઈના થિઓસોફિસ્ટના અંકમાં આ મંડળના રક્ષકે—**એનીબેસન્ટે** જે વિચારો જાહેર કર્યા છે, તેમાંનો કેટલોક ભાગ, જે લોકોએ તે ન વાંચ્યો હોય તેમના લાભાર્થે અહીં રજુ કરવામાં આવે છે.

**એનીબેસન્ટ લખે છે કે:—**

" જેઓ થિઓસોફિકલ સોસાઇટીના સભાસદ હોય યા ન હોય, પણ જેઓ જગતના ઉદ્ધાર અર્થે **મહાન્ જગદ્‌ગુરુ** થોડા સમયમાં આવશે એમ માનતા હોય, તે સઘળાને એકઠા કરવાને આ મંડળ સ્થાપવામાં આવ્યું છે. તે મંડળના સભાસદોએ આ સ્થૂલ ભુવનપર એવું કોઈ કામ કરવું જોઇએ કે **તેમના** આગમનની તરફેણમાં લોક-મત કેળવાય અને તેમના સારૂ આદરભાવ અને પૂજ્ય બુદ્ધિનું વાતાવરણ

ઉત્પન્ન થાય; અને ઉચ્ચ ભુવનોપર પણ એવું સેવાનું સાધન ઉત્પન્ન કરવું જોઇએ કે જે સાધનનો તેઓશ્રી ઉપયોગ કરી શકે. જે નિયમો સ્વીકારવાથીજ મનુષ્ય આ વર્ગનો સભાસદ થઈ શકે તે નિયમો નીચે મુજબ છેઃ—

૧. અમે માનીયે છીએ કે મહાન્ ગુરૂ જગતમાં થોડા સમયમાં પ્રગટ થશે અને હાલ અમે એવી રીતે જીવન ગાળવા માંગીએ છીએ કે જ્યારે તે પધારે ત્યારે અમે તેમને ઓળખવાને યોગ્ય થઈએ.

૨. અમે નિરંતર આટલા માટે તેમને અમારા સ્મરણમાં રાખીશું, અને અમારા દરરોજના જીવન વ્યવહારમાં જે જે કામ કરવાના આવી પડશે તે તે અમે તેમના નામથી કરીશું અને તે કારણસર અમારી પુરતી શક્તિથી કરીશું.

૩. જ્યાંસુધી અમારી સામાન્ય ફરજો આડે નહિ આવે ત્યાસુધી જેથી તેમના આવવાની તૈયારીને મદદ થાય તેવું કોઇ ચોક્કસ કામ અમે દરરોજ દિવસના અમુક ભાગમા કરીશું.

૪. ભક્તિ, દૃઢતા અને નમ્રતા, આ ત્રણ સદ્‌ગુણોને અમે અમારા જીવન વ્યવહારનાં મુખ્ય લક્ષણો બનાવીશું.

૫. અમે જે સઘળું કામ તેમના ખાતર અને તેમના નામથી કરવાને પ્રયત્ન કરતા હોઇએ તે કામમાં અમે તેમનો આશીર્વાદ મેળવવાને પ્રાતઃકાળનો અને રાત્રિનો અમુક ભાગ જૂદો કાઢીશું.

૬. ગમે તે પુરૂષમાં મહત્વ—મહાનપણું જણાય તેને ઓળખી તેને માન આપવું, તેને અમારૂં ખાસ કર્તવ્ય

**ગણીશું અને જે અમને આધ્યાત્મિક બાબતોમાં અમારા કરતાં શ્રેષ્ઠ લાગે તેમની સાથે અમારાથી બનતી શક્તિથી કામ કરવાને અમે પ્રયત્ન કરીશું.**

ઉપરની હકીકતથી પ્રથમ બાબત એ ધ્યાનમાં રાખવા લાયક છે કે આ મંડળ કેવળ થિઓસોફીસ્ટોનુંજ નથી, પણ કોઈ પણ મનુષ્ય ગમે તે મત કે પંથ, ધર્મ કે સંપ્રદાયનો હોય, પરંતુ નજદીકના ભવિષ્યમાં મહાન્ ગુરુના આવવાની જેને આશા અથવા શ્રદ્ધા હોય તે સઘળાઓ આ મંડળમાં દાખલ થઈ શકે. જે **મહાન્ ગુરુ** આવે છે તે આખા વિશ્વને માટે છે. થિઓસોફીસ્ટોને આ મહાન્ ગુરુના આગમનની સૌથી વહેલી ખબર પડી છે, તેનું કારણ એટલુંજ છે કે અમારામાં એવા કેટલાએક સભાસદો છે કે જેઓને જ્યાંથી આવી ખબર આવી શકે તેવા મૂળ સાથે સંબંધ છે. ફક્ત આજ કારણથી, નહિ કે અમારા અમુક વિશેષ ગુણ કે હક્કને લીધે આ ખબર પ્રથમ અમને મળી છે.

આ **“ પૂર્વના તારાનું મંડળ ”** આખા વિશ્વને માટે છે. કેવળ ભૂગોળની નજરથી નહિ પણ જેઓ આવી માન્યતા ધરાવતા હોય, અને જેઓ આ મંડળમાં દાખલ થવા ઇચ્છતા હોય તેવા કોઇ તેની બહાર રહી ન જાય તેવી રીતે આ મંડળની યોજના છે. આ મંડળમાં સઘળાને આવવાની છુટ છે, કારણકે, તે સર્વને **તેમની** પાસે આવવાની છુટ છે. થિઓસોફિકલ સોસાઇટીના સભાસદો સામાન્ય રીતે જે શિક્ષણ માને છે, તે માનવાની કંઇ પણ જરૂર નથી. જરૂરનું એટલુંજ છે કે ઉપર જણાવેલા નિયમો કબુલ રાખવા અને આ નિયમોની કબુલાત સઘળા દેશોમાં સર્વે સભાસદોને જોડનાર સાંકળરૂપ થશે.

બીજી ધ્યાનમાં રાખવાલાયક બાબત એ છે કે વિચારની તેમજ માન્યતાની જે સંપૂર્ણ સ્વતંત્રતા નિયમોમાં વ્યાપેલી છે, તેવીજ સ્વતંત્રતા જે યોજના પ્રમાણે આ મંડળની વ્યવસ્થા ચાલશે, તે આખી યોજનામાં

પણ વ્યાપી રહેશે. આ યોજના પ્રમાણે દરેક દેશ પ્રજાસત્તાક બણવામાં આવશે, અને તેના મુખ્ય હોદ્દેદારો, પ્રતિનિધિ અને વ્યવસ્થાપક સેક્રેટરી નીમવામાં આવશે અને પોતાની હદમાં પોતાના કાર્યોની વ્યવસ્થા કરશે, અને જેને જેમ યોગ્ય લાગે તેમ પોતાના કાર્યને વધારશે. આ મંડળના બંધારણને ઘણા સવાલોનો નિકાલ આણવો પડશે. જુદા જુદા રૂપમાં પ્રકટ થતા જીવનના સવાલોનો તેને નીવેડો લાવવો પડશે. આવી સ્થિતિમાં તેનામાં આટલી બધી સ્વતંત્રતા અને સ્થિતિસ્થાપકતા—Elasticity હોવી જરૂરની છે, એ સેહેજ પણ વિચાર કરનારને જણાયા વગર રહેશે નહિં. દરેક દેશને અને દરેક ધર્મને તેના સવાલોનો નીવેડો આણવાનો હોય છે. જુદી જુદી બાબતોમાં જુદી જુદી રીતો અને જુદા જુદા સમાધાનની જરૂર પડશે. જ્યારે **મહાન્ ગુરુ** આવશે ત્યારે તે પણ બધાને એક સરખો ઉપદેશ આપશે નહિ. જો કે તે **મહાન્ ગુરુનું** શિક્ષણ સર્વવ્યાપી થશે, તોપણ અમુક વખતે જે મનુષ્યોને **તેઓશ્રી** ઉપદેશ આપતા હોય, તે મનુષ્યોની ખાસ જરૂરો;અને તંગીઓના વિચાર પ્રમાણે **તેમના** ઉપદેશના બાહ્ય દેખાવમાં ફેરફાર પડશે. અને આટલા માટે **તેમના** આગમનની તૈયારી માટે સ્થાપવામાં આવેલા મંડળોમાં તેવાજ પ્રકારની સ્વતંત્રતા રહેવી જોઇએ. આ મંડળનો દરેક સભાસદ, ગમે તે સ્થિતિનો હોય, છતાં તેણે જે સંજોગોમાં પોતે મુકાયલો હોય તે સંજોગોને વધારે અનુકૂળ આવે તેવી રીતે દરેક સવાલનો નિકાલ લાવવાને પ્રયત્ન કરવો જોઈએ. નિયમોમાં જે સામાન્ય તત્ત્વો આપેલાં છે, તેને પોતાના નિમાયક ગણીને દરેક બાબતમાં તે લાગુ પાડવા અથવા બંધબેસ્તાં કરવાં જોઇએ.

આ યોજના પ્રમાણે આ મંડળે કામ કરવાનું છે. આ પ્રમાણેની યોજનાવાળી સંસ્થા ઉપયોગી કામ કેવી રીતે કરી શકે છે, અને તેની હયાતી સકારણ હતી, એમ સિદ્ધ કરી આપે છે, તે હવે વિચા-

રવાનું રહે છે. **મહાન્ ગુરૂના** આગમન માટે સભાસદો શું કરી શકે?

આ મંડળના રક્ષક **એનીબેસન્ટે** જાહેર કરેલી હકીકતના બીજા ફકરા તરફ નજર કરીએ તો. આ મંડળે કરવા યોગ્ય કામના બે વિભાગ પાડી શકાય. તેમણે કહ્યું છે કેઃ—

આ મંડળના સભાસદોએ આ સ્થૂલભુવન ઉપર એવું કોઈ કામ કરવું જોઇએ કે **તેમના** આવવાની તરફેણમાં લોકમત કેળવાય અને **તેમના** સારૂ આદરસત્કાર અને પૂજ્યબુદ્ધિનું વાતાવરણ ઉત્પન્ન થાય, અને ઉચ્ચ ભુવનો પર એ હૂંસેવાનું સાધન ઉત્પન્ન કરવું જોઇએ કે જે સાધનનો **તેઓશ્રી** ઉપયોગ કરે."

આ ઉપરથી આ વર્ગના આપણે બે પ્રકારના વિભાગ પાડી-શકીએ—એક **બહારનું કામ** અને બીજું **અંદરનું કામ.** આપણે આ બંને વિભાગોનો જુદો વિચાર કરીશું, પ્રથમ સામાન્ય રીતે તેનો વિચાર કરીશું, અને પછી વ્યવહારમાં ઉપયોગી લાગે તેમ વિગતવાર તેનો વિચાર કરીશું.

## બાહ્ય કાર્ય. Outer Work.

બાહ્ય જગતની સ્થિતિને એવા પ્રકારની બનાવવી કે તે દિવ્ય ગુરુના માર્ગમાં ઓછામાં ઓછી અડચણ અને વધારેમા વધારે સવડ આપી શકે, તે કામમાં બાહ્ય કાર્યનો સમાવેશ થાય છે. બીજા શબ્દોમાં કહેતાં મનુષ્યોનાં મન ઉપર કામ કરવાની જરૂર છે.

આજ કાલના સામાન્ય મનુષ્યોનાં મન આ મહાન્ ગુરુના માર્ગમાં જે અડચણો મૂકશે તેમાં પહેલી અને સર્વેથી મોટી તદ્દન અશ્રદ્ધાની હશે. હાલમાં સામાન્ય રીતે મનુષ્યોનું મન દરેક વસ્તુની વ્યાખ્યા સમજવાને ઘણુંજ ઈંતેજાર હોય છે, પણ આનું અનિવાર્ય પરિણામ એ આવ્યું છે કે જીવનમાં મળી આવતી દરેક બાબતને પોતાના અનુ-ભવની હદમાં બાંધવા તરફ તેનું વલણ થયું છે. તેથી પોતાના મનની

મર્યાદાની બહાર આવેલાં સત્યો અને અનુભવોની વિશાળ મર્યાદાની તે કદર બુઝી શકતું નથી. **જગદ્‌ગુરૂના** આગમનની બાબત પણ તેમને મન ઘણીજ વિચિત્ર, સામાન્યરીતે અનુભવમાં ન આવે તેવી લાગશે, અને તેથી તેઓ શંકા અને અશ્રદ્ધાની નજરથી આ વિષય તરફ જોશે. તમે આ બાબત શી રીતે જાણો છો આ સવાલ સ્વાભાવિક રીતે દરેકની જીભ પર આવે છે, અને જે મંડળ વિષે આપણે વિચાર કરીએ છીએ અને જે મંડળ **તેમના** આવવાની તૈયારી માટે સ્થાપવામાં આવ્યું છે તે મંડળનું કામ મોટે ભાગે જુદી જુદી રીતિથી અને જુદાં જુદાં સાધનો વડે આ માનસિક અશ્રદ્ધારૂપી ભૂત સાથે બહાદુરાઇથી લડવાનું છે.

સામાન્યરીતે કહીએ તો આખી દુનિયા પર ઉપર કહેલી લડાઇ ચાલુ થઇ છે. આટલા માટે તૈયાર થયેલા દરેક પ્રકારના સુધારાના હીમાયતીઓને આ મંડળ મદદ આપશે એટલુંજ નહિ પણ તેઓને સુધારાના ખરા ઉદ્દેશ અને યોજના દર્શાવવામાં પણ તે સહાયભૂત થશે. જેઓ આ બાબત જાણે છે, તેઓના અનુભવમાં આવ્યું છે કે આ અનેક પ્રકારના અનર્થો સામેની લડત **તે જગદ્‌ગુરૂના** આગમનની તૈયારી માટે છે, અને જ્યાંસુધી તે પ્રકટ થાય ત્યાંસુધી ચાલશે. દરેક દેશમાં જેઓ જીવનના ઉચ્ચ અને **આધ્યાત્મિક** વિષયોને સારૂ પ્રયત્નો કરી રહ્યા હોય, તેમના પક્ષમાં આ મંડળના સભાસદોએ ઉભા રહેવું જોઇએ, મતમતાંતર અને સંપ્રદાયોના ઝગડાનો અનાદર કરીને તેમણે આ કામ કરવું જોઇએ અને આ મહાન્ પુરુષના આગમનની આશા ઉત્પન્ન કરીને તેમણે તે મંડળને ચોક્સ રૂપ આપવું જોઇએ, કારણ કે આ મહાન પુરૂષનું થોડા સમયમાં થનારૂં આગમન આખા મંડળનું ઉચ્ચમાં ઉચ્ચ સાધ્ય બિંદુ અને સાધ્ય પ્રાપ્તિ રૂપ થશે.

જ્યાં જ્યાં મનુષ્યોના મન પ્રકાશ મેળવવાને ઇંતેજાર હોય, ત્યાં ત્યાં આ મંડળના સભાસદોએ તે પ્રકાશ મેળવવાની ભાવનાને **પુરૂષ**

વિષયક બનાવવા પ્રયત્ન કરવો જોઇએ. તેમનામાં આશા ઉત્પન્ન કરવી જોઈએ, તેમનામાં આ બનાવની શકયતા જાગ્રત્ કરવી જોઇએ કે જ્યારે **તેઓશ્રી** આવે ત્યારે તેઓ **તેમને** જલદીથી ઓળખી શકે.

બીજું કામ ધીમેથી અને મહેનતથી માનસિક અશ્રદ્ધાને તોડવાને મહેનત કરવાનું છે. આ કામ કરવાને બે માર્ગ છે. મનને મનની મારફતે સમજાવી શકાશ, અથવા કાંઈક ઉચ્ચ તત્ત્વના આધારે મનને સમજાવાય. જગતમાં **મહાન્ ગુરૂ**ના આગમનનો સમય આવી પહોંચ્યો છે, એવું જણાવનારી સઘળી દલીલોનો સંગ્રહ કરીને આ કામ કરી શકાય. આ કામ **એનીબેસન્ટે** પોતાના " ચેન્જીંગવર્લ્ડ "–બદલાતી દુનિયા–નામના અંગ્રેજી પુસ્તકમાં તેમજ હાલમા આપેલાં ભાષણોમાં બહુ સારી રીતે કર્યું છે. દરેક મનુષ્યના હૃદયમાં અંતર ભાવના–વિશ્વની વસ્તુઓની વિશાળતાની અને આશ્ચર્યની ભાવના–છુપી રહેલી છે તેને જાગ્રત્ કરવી એ બીજો માર્ગ છે. માનસિક અશ્રદ્ધાનાં ગમે તેટલા પડ તેપર આવી ગયાં હોય, છતાં તે દરેક મનુષ્યમાં છુપી રહેલી છે, અને તેને જાગ્રત્ કરનાર છુપો મંત્ર જડી આવે તો તે સેહેજ થઈ શકે. આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે આ બન્ને માર્ગે આપણે કામનો અમુક ભાગ કરવાનો છે. આ બાબત શકય છે, એવી ભાવના જાગ્રત્ કરી શકાય તો બસ છે. જે બુદ્ધિના વિષયોમાં રમે છે, તે આ સમયમાં મહાન પુરૂષ આવે, એ બુદ્ધિગમ્ય છે, એટલી શકયતા ભલે સ્વીકારે. જે પુરુષે લાંબા અંધકાર પછી આત્માનું કિરણ મેળવ્યું હોય તે ભલે એટલુંજ સ્વીકારે કે આ ચમત્કારીક વિશ્વમાં એવો એક પણ ચમત્કાર નથી કે જે ન બની શકે, અને જ્યારે **મહાન્ ગુરૂ** આવશે, ત્યારે તેમની પોતાની મહત્તા તે જાતેજ સિદ્ધ કરી શકશે. આ છતાં પણ **મહાન્ પુરૂષ** આવશે એવી ભવિષ્યસૂચક વાણીજ **મહાન્ પુરૂષ**ની મહત્તાની પુરેપુરી સંપૂર્ણ ખાત્રી આપી શકે નહિ. તેમના પોતાના શિક્ષણથીજ તેમની

મહત્તા કે લઘુતા જગત્ જાણશે "**જગદ્ ગુરૂનું આગમન**" એવા મથાળા નીચે **લંડનમાં કવીન્સહૉલમાં** થોડા સમય ઉપર આપેલા એક ભાષણમાં **ઍનીબેસન્ટે** પ્રશ્ન ઉભો કર્યો હતો કે "મનુષ્યો તે **મહાન્ ગુરૂને** શી રીતે ઓળખશે!" આનો જવાબ કેવળ સાતજ શબ્દોમાં આપે છે–Only by the Teaching that He gives—**જે શિક્ષણ તે આપશે તે શિક્ષણથીજ માત્ર**" તે જણાશે. છેલામાં છેલ્લી અને પૂર્ણ ખાત્રી આપતી તેજ કસોટી છે. આ મંડળ અથવા આના જેવું બીજું મંડળ જે કાંઇ કરી શકે તે માત્ર એટલુંજ કે આ કસોટી ન્યાયપૂર્વક અજમાવી શકાય તેવી સંપૂર્ણ અને આડખીલ વગરની જોગવાઇ ( સ્થિતિ ) તે **મહાનગુરૂને** કરી આપવી અને અહીં કોઇ શંકા કરે કે, જો શિક્ષણ ઉપરથી તે મહાન પુરૂષની મહત્તાનો જગતને ખ્યાલ આવશે તો તેમના આગમનની તૈયારીની શી જરૂર છે? આ સવાલનો ટુંકામાં એટલોજ જવાબ છે કે શિક્ષણની તુલના ન્યાયપુરઃસર થાય તે સારૂ કેટલાક પ્રાથમિક સંજોગોની આવશ્યક્તા છે, તે મહાનગુરૂને નિષ્પક્ષપાત શ્રોતાવર્ગ મળે એ પણ જરૂરનું છે, કારણ કે ગમે તેવો **મહાનગુરૂ** હોય તો પણ ખોટી શ્રદ્ધાઓ અને નિષ્કારણ દ્વેષના સામા તે પોતાનું કામ કરવા કદાપિ પુરે પુરી રીતે વિજયી નિવડે નહિ. વેહેલા કે મોડા **તેમનો** ઉપદેશ ફેલાશે એતો ચોક્સ છે, પણ તે તો જમાના પછી, જ્યારે લોકો સામા થતા અટકી ગયા હશે અને જ્યારે તે દિવ્યમૂર્તિ આપણી આંખ આગળથી દૂર ચાલી ગઈ હશે ત્યારેજ તે બનશે. ઉત્તર કાળમાં તેમની મહત્તાની કદર બુઝાશે, પણ તેમની જીંદગીમાં પણ આ મહત્તા લોકોના જાણવામાં આવે એજ આપણો ઉદ્દેશ છે. આજ હેતુથી આ મંડળ સ્થાપવામાં આવ્યું છે. છેવટનું ભવિષ્ય જે થવાનું હશે તે થશે. વિશ્વની ભવ્ય યોજના પ્રમાણે લાંબે કાલે તો તેનું ભવિષ્ય આવશે. આ મંડળનો

હાલનો ઉદ્દેશ તો એજ છે કે થોડાં વર્ષ પછી જ્યારે **તે મહાન જગદ્ગુરૂ** આ પૃથ્વીપર પધારે ત્યારે **તેમને** આદરસત્કાર અને આતિથ્ય મળે, લોકો મોટે ભાગે દ્વેષથી નહી પણ **પ્રેમભાવથી** અને ધિક્કારથી નહિ પણ **પૂજ્યભાવથી તેમના** તરફ જુએ.

આને વાસ્તે એક નાની બાબતની જરૂર છે. તે બાબત ઘણી સાદી છે. તેના માટે જે જાતિભોગ આપવાનો છે તે એટલો થોડો છે કે તે માગવાની પણ જરૂર રહેતી નથી, તે મહાન્ પુરુષને કેવળ '**નિષ્પક્ષપાતરીતે શ્રવણ**' કરશો અને બીજું સર્વ કામ **તેઓશ્રી** જાતે કરી લેશે. જે થોડાં વર્ષ પછી **તે મહાનગુરૂ** આવશે, તે દરમ્યાન જે બાહ્ય કામ કરવાનું છે, તેની કુંચી આ શબ્દોમાંજ રહેલી છે. ઘણા એવા મનુષ્યો છે કે તેમને ખાત્રી કરી આપવાને પ્રયત્ન કરવો એ નિરર્થક છે. તેઓની ન્યાયબુદ્ધિને આપણે અરજ કરવી જોઇએ, અને તેમને જણાવવું જોઇએ કે જે **મહાનગુરૂ**ના આગમનની અમે આશા રાખીએ છીએ તે ગુરુના ઉપદેશ અને આચરણ ઉપરથી, નહિ કે લોકોની અફવાઓ અને ખોટી શ્રદ્ધા પરથી, **મહાનગુરૂ**ની મહત્તા તમારા સમજવામાં આવશે. અને જે લોકો આટલી બાબત કબુલ કરે તો તેમની પાસેથી આપણને જે માંગવાનો હક્ક છે, તે પુરેપુરૂં તેઓએ આપ્યું ગણી શકાય.

શા સારૂ જગતે વધારે આપવું જોઇએ? સંશયયુક્ત વિષયોની બાબતોમાં મત બાંધવાને તેમને પણ આપણા જેટલોજ સ્વતંત્ર હક્ક છે. આપણે જાણીએ છીએ કે આજ પહેલાં ઘણા ખોટા ગુરુઓ પણ થઈ ગયા છે. કોઇપણ વ્યક્તિનું કથન, ફકત તે કથન ઉપરથીજ આખી આલમ માનવાને બંધાયેલી નથી. જો તેઓ નિષ્પક્ષપાત રીતે સાંભળે, જો તેઓ રાહ જોવાની અને તુલના બાંધવાની ઇચ્છા બતાવે, **મહાન્ ગુરુના** આગમનની શકયતા બુદ્ધિ પુરઃસર

છે એમ કબુલ કરે અને જ્યારે તે **મહાન્ ગુરુ** આવે ત્યારે આ બાબતની સત્યતાનો નિશ્ચય કરવાની સ્વતંત્રતા રાખે તો, તેઓએ મોટીમાં મોટી બાબત સ્વીકારી ગણી શકાય.

ખાનગી વાતચિતમાં, જાહેર વ્યાખ્યાનમાં અથવા વખત જતાં જે જે રૂપમાં સાહિત્ય બહાર પાડવું યોગ્ય લાગે તે સાહિત્યમાં આ મંડળે ઉપરના ધોરણે કામ કરવું. જો આટલી હદથી આગળ વધવામાં આવશે, અને વધારે સખ્ત ધોરણની આશા રાખવામાં આવશે તો આ મંડળ લોકોને આકર્ષવાને બદલે વિરોધી બનાવશે. બીજાને સમજાવવા જતાં માન આપતાં પણ રહેવું જોઇએ અમે આ મંડળમાં જે ત્રણ સદ્‌ગુણો ખીલવવાની આવશ્યકતા જણાવવામાં આવી છે, તેમાં **નમ્રતા**ના સદ્‌ગુણને દાખલ કરવાનું આ પણ એક કારણ છે. જે **મહાન્ ગુરુ**ના આગમનની આપણે રાહ જોઇએ છીએ તે **મહાન્ ગુરુ** "**દયા** અને **નમ્રતા**નો ભંડાર" છે, એટલુંજ નહીં પણ આજના વધારે આગળ વધેલા જીવાત્માઓ, જે પ્રદેશમાં વિરુદ્ધ મતવાળા તરફ ધિક્કાર અને અસહિષ્ણુતા બતાવવાં આવશ્યક ગણાય છે, તે વિચારપ્રદેશને વટાવી આગળ વધ્યા છે. આવતું કાળચક્ર **ભ્રાતૃભાવનું** છે. તે કાળચક્રનો પ્રારંભ કરવાને તે **મહાન્ ગુરુ** જાતે આવે છે, તેટલા માટે **તેમના** આગમનના સવાલની બાબતમાં પણ **નમ્રતા** અને **સહિષ્ણુતા** બતાવવાની જરૂર છે, પણ તેના વિરોધી અવગુણો દર્શાવવા નહિ. જ્યાં **નમ્રતા** છે, ત્યાં સઘળું તેની મેળે ચાલ્યું આવે છે. માટે સઘળા કામોમાં આ મંડળે "**મેથ્યુ આરનોલ્ડ**ના" કહેવા પ્રમાણે "**જીભની મીઠાશ**" સ્મરણમાં રાખવી. કારણ કે આ રીતેજ **તે મહાન્ ગુરુ**ને વાસ્તે જ્યારે **તે** આવશે ત્યારે અનુકૂલ સંજોગો ઉત્પન્ન કરી આપવામાં આ મંડળ ફતેહમંદ થશે.

આ બાબત કબુલ કર્યા પછી કેટલીક બાબતોનું જગતને સ્મરણ કરાવવું રહે છે, અને કેટલીક બાબતોની ચેતવણી આપવાની જરૂર છે કે જેથી તે **મહાન્ ગુરુનો** આદર સત્કાર કરવાને તૈયાર થાય. તેમને યાદ દેવડાવવું જોઇએ છે કે મહાન્ પુરુષો તેઓના જમાનાને બંધ બેસતા વિચારો બોલતા નથી, પણ તેનાથી આગળ વધેલા વિચારો જણાવે છે. **તેઓ** જે બાબતોનો ઉપદેશ આપે છે, તે મનુષ્યજાતિની સ્વાર્થી ઇચ્છાઓની વિરૂદ્ધ ઘણીવાર જાય છે. **આધ્યાત્મિક** કાયદાઓ જગતના વ્યાવહારિક નિયમોમાંથી નિપજેલા નથી, પણ ઘણીવાર તેના તદ્દન વિરોધી હોય છે; અને તેથી લોકરુચિને અનુસરતું આવે એવું તે **મહાન્ ગુરુના** ઉપદેશમાં ભાગ્યેજ કાંઇ હોય છે. ધર્મના સંપ્રદાયો અને ધર્મ ગુરૂઓએ ઉપયોગી અને અનુપયોગી બાબતોનો તફાવત તેમજ શબ્દ અને તેના રહસ્ય વચ્ચેના ભેદનો કડવો પાઠ શિખવો જોઈએ કે જેથી સર્વના સામાન્ય **મહાન્ ગુરૂને** નજરો નજર જોવાને તેઓ લાયક થાય. ( જો વિરૂદ્ધતાનો ભય હોય તો તે સાંકડી નજરના ધર્મસંપ્રદાયો અને ધર્મગુરૂઓ તરફથીજ થશે. ) તેટલા માટે બીજા જમાનાની માફક આ જમાનામાં પણ **આધ્યાત્મિક** જીવનની બારાખડી તેઓએ શિખવી જોઇએ કે **દ્વેષ** કદાપી **દ્વેષથી** નાશ પામતો નથી, પણ ફક્ત પ્રેમથીજ નાશ પામે છે. ખરી મહત્તા **નમ્રતા, કોમળતા** અને **સહનશીલતા**માં સમાયલી છે. ખરો અને લાંબા કાળ સુધી ટકે તેવો સુધારો હલકા તત્ત્વના બંડથી થઇ શકતો નથી, પણ ઉચ્ચતત્ત્વના આત્મભોગથીજ થઇ શકે છે, અને જીવનની મહત્તા માણસની બાહ્ય સમૃદ્ધિમાંથી નહિ પણ આંતર ગુણોમાંથી નિકળી આવે છે.

ઉચ્ચ જીવનના આ મૂળાક્ષરો અને સર્વ સામાન્ય તત્ત્વો છે, અને તેટલા માટે જે જમાનામાં જનસમુદાયનું લૌકિકજ્ઞાન આ

બાબતની તદ્દન વિરુદ્ધ હોય તેવા જમાનામાં આ સત્યોને જેટલાં વારંવાર જાહેર કરીએ તેટલાં ઓછાં ગણી શકાય. આ જમાનો મારામારીનો અને વ્યાપારની રસાકસીનો છે. આ જમાનો હક્કોનો છે. પંથ, વર્ણ અને જાતીના ભેદોને પ્રધાન પદ આપનારો આ જમાનો છે. જેવું આ જમાનાનું તત્ત્વજ્ઞાન હશે તે પ્રમાણે તેના ગુરુઓ પ્રત્યે લોકોનું વલણ થશે. અને સામાન્ય જનસમુદાયની આશાઓને યોગ્ય પ્રણાલિકામાં દોરવામાં ન આવે, અને તે **મહાન્ ગુરૂ** કેવા પ્રકારના હશે અને તેઓ કેવા પ્રકારનો બોધ આપશે, આ બાબતનું બને તેટલું ખરૂં માનસિક ચિત્ર રજુ ન કરવામાં આવે તો તે **મહાન્ ગુરૂના** આગમનની સત્યતાથી ઘણા નાસીપાસ થશે અને અનુકૂળ શિષ્યો થવાને બદલે સખ્ત શત્રુ થશે.

આને વાસ્તે **મહાત્માઓનું** ખાસ જ્ઞાન, અને તેઓની જગતની વસ્તુઓ તરફ જોવાની નજરના જ્ઞાનની જરૂર નથી, પણ જે જરૂરનું છે તે ફક્ત એટલુંજ છે કે પ્રાચીન ધર્મ પુસ્તકોનો ફરીથી અભ્યાસ કરવાનો છે. મનુષ્યજાતીના મહાન્ ગુરુઓ કેવા પ્રકારના જીવો હતા, તેઓ કેવા પ્રકારનું જીવન ગાળતા હતા, અને તેઓ કેવા પ્રકારનો બોધ આપતા હતા આ સર્વ જાણવાને આપણે જુદી જુદી પ્રજાઓના પવિત્ર ગ્રંથો તરફ નજર કરવાની છે. અને આ સર્વ બાબતો જાણ્યા પછી આપણને એવા અનુમાન પર આવવાની જરુર પડે છે કે જ્યારે તે **મહાન્ ગુરૂ જેમની** આપણે આશા રાખીએ છીએ તે આવશે, ત્યારે–**તેમના** પૂર્વે થઇ ગયેલા મહાન્ ગુરુઓને પગલે અનુસરશે, પણ લોકોની રુચિ પ્રમાણે વર્તશે નહિ. આ બાબતનું કામ આ મંડળે પોતાની સન્મુખ રાખવું જોઇએ અને જરાપણ વિશ્રાંતિ લીધા સિવાય તે કામ બજાવવું જોઇએ. સામાન્ય વિવેકબુદ્ધિથી જે શક્ય છે તેની આશા; ભૂતકાળના ઇતિહાસપરથી

તેમજ સઘળા જમાનાના **આધ્યાત્મિક** જીવન પરથી જે અનુમાન નિકળી શકે તેવાં અનુમાનો; જો આટલી બાબતો થોડાં વર્ષ જે આપણી આગળ છે, તે વર્ષોમાં લોકોની દૃષ્ટિમાં આવે તેટલે અંશે, બહાર લાવી શકાય તો આ મંડળે પોતાનું કામ બહુજ સારી રીતે બજાવેલું ગણી શકાય, અને તે પછી કોઇપણ પ્રકારનો ભય રહેશે નહિ. **નિષ્પક્ષપાત રીતે શ્રવણ** અને **સામાન્ય વિવેકબુદ્ધિ** આ એ બાબતો વાસ્તે બાહ્ય જગતમાં આ મંડળે કામ કરવાનું છે, અને **આત્માની** સર્વ શક્તિઓનું મધ્યબિંદુ આ એ બાબતો હોવી જોઇએ.

આ કામ અસરકારક થાય તે માટે એક અગત્યની બાબત જરૂરની છે અને તે બાબત એ છે કે આ મંડળના સભાસદો અને પ્રકટ થનાર **મહાન્ ગુરૂ** વચ્ચે કેવલ **મહાન્ ગુરૂ** આવનાર છે એવી આશાનોજ સંબંધજ ન જોઇએ પણ બને ત્યાં સુધી ચારિત્રનો પણ સંબંધ જોઇએ. કેવળ ગુણો જણાવવા જોઇએ નહિ પણ તે ગુણો તેનામાં હોવા જોઇએ. **તે મહાન્ ગુરૂ**ના આગમન પૂર્વે કેટલાંક વર્ષ અગાઉ આ મંડળ હયાતીમાં આવેલું છે, તો મંડળે જે વાતાવરણને તે **મહાન્ ગુરૂ** પોતાની સાથે ઘણાજ અધિક પ્રમાણમાં લાવશે, તે વાતાવરણમાં રહેવાની લોકોને ટેવ પડાવવી જોઇએ અને આ પ્રમાણે અજાણતા આ મંડળનો બીજો વિભાગ જે **આંતર કામને** લગતો છે, તેનો વિચાર કરવા આપણે દોરવાઇએ છીએ.

## આંતર કાર્ય. Inner Work.

આ આંતર કાર્યમાં એ બાબતોની જરૂર છે. અમુક સદ્ગુણો ખીલવવા જોઇએ એટલે મનનું અમુક વલણ રાખવું જોઇએ અને ઐક્યને પણ ખીલવવું જોઇએ. મનના અમુક વલણની ખીલવણીની બાબતમાં " **જગદ્ ગુરૂનું આગમન** " એ વિષયના ભાષણમાંથી ઉતારો કરવો એ યોગ્ય ગણાશે. તે ભાષણના શબ્દોએ તેના શ્રોતા

વર્ગ ઉપર કદાપિ ન ભુસાય એવી અસર કરી હતી, અને તે ભાષણમાં **એનીબેસન્ટે** જગતના **મહાન્ ગુરૂને** ઓળખવામાં અને કબુલ કરવામાં ક્યા ખાસ લક્ષણોની જરૂર છે તેનું વર્ણન કર્યું છે. આપણું અંતર તે બાબત કેવી રીતે કબુલ કરી શકશે ? તે સવાલનો જવાબ આપતાં તેમણે કહ્યું હતું કે:—

"**ગુરુની મહત્તા** તેમના ઉપદેશ ઉપર આધાર રાખશે. જે દૃષ્ટિબંદુથી આપણે જગતની વસ્તુઓ જોતાં આવ્યાં છીએ, તેના કરતાં જુદી રીતે તે ગુરુ બોધ આપશે, અથવા તો કોઈ સત્યને નવા સ્વરૂપમાં અને નવા પ્રકાશમાં રજુ કરશે. તો તે બોધ અથવા સત્યમાં રહેલી **આત્મિકતા** આપણે શી રીતે ઓળખી શકીશું ? આપણી અંદર મન અને લાગણીઓ કરતાં **આત્મતત્ત્વ** ને ખીલવવાને વધારે લક્ષ આપવાથી અને આપણી અંદર **આધ્યાત્મિક જીવન** ખીલવવાથી આ કામ થઈ શકશે, કારણકે આપણી અંદર ખીલેલું **આત્મતત્ત્વ** ઉંચા અને વિશાળ રૂપમાં પ્રગટ થયેલી **આત્મવિદ્યાને** તરત ઓળખી શકશે. સ્વર્ગનું ધોરણ અને પૃથ્વીનું ધોરણ એક સરખાં નથી. અને દિવ્ય ત્રાજવાં માનુષ ત્રાજવાં કરતાં જુદાજ પ્રકારનાં છે. આપણે ઘણીવાર અભિમાન, ઉચ્ચ પદવી, બુદ્ધિ વૈભવ અથવા લાગણીઓના વિલાસને વખાણીએ છીએ; પણ **આધ્યાત્મિક** પુરુષ હમેશાં **નમ્ર, શાંત, કોમલ** અને **અદ્વેષી** હોય છે. જો તમારા ઉપર કોઈ ખોટો આરોપ મુકે તો તમે તમારો બચાવ કરવાને તૈયાર હો છો, તમે ખરા છો અને બીજા ખોટા છે, એમ સાબીત કરવાને પણ

તૈયાર રહો છો. જો કોઇએ તમારા પર હથીઆર ઉગામ્યું હોય તો તમે સામું ઉગામવાને એટલાજ આતુર હો છો, ચુપકીથી અપમાન સહન કરવું એ નામરદાઈનું લક્ષણ તમે માનો છો. એવા તમે **તે મહાન્ પુરુષની** ભવ્યતા શી રીતે પારખી શકશો કે **જેમના** ઉપર આરોપ મુકવામાં આવતાં તે ન્યાયાધીશો આગળ ચુપ રહ્યા, અને દરેક પ્રકારની ધમકી અથવા આરોપના જવાબમાં એક અક્ષર પણ બોલ્યા નહિં. કેમ ? તમે જો કોઇ મનુષ્યના સામે આરોપ સાંભળો, અને જો તે પુરુષ મૌન ધારણ કરે અને પોતાનો બચાવ ન કરે, તો તમે કહેશો કે તે ગુન્હેગાર છે; નહિ તો તેણે પોતાનો બચાવ કર્યો હોત, બદનક્ષીનો દાવો માંડયો હોત અથવા તો તેવા પ્રકારના કોઈ ઉપાયો યોજત; પણ તે **આધ્યાત્મિક** જીવનનો માર્ગ નથી, મનુષ્યજાતીના **મહાત્માઓનાં** એવાં હથીઆર નથી. “ જ્યારે મહાન્ **આત્માની** નિંદા કરવામાં આવી ત્યારે તેણે સામી નિંદા ન કરી; જ્યારે તે **મહાત્માને** માથે દુઃખ પડયું, ત્યારે તેમણે ધમકા આપી નહિં, પણ જે નિષ્પક્ષપાત રીતે ન્યાય આપે છે, તે પરમ પ્રભુને સર્વ સમપર્ણ કર્યું. ” આજ **આધ્યાત્મિક** રહસ્ય છે. નિયમ ચોકસ છે, નિયમ ન્યાયી છે, નિયમ ભલો છે, તમારે વેર લેવાની જરૂર નથી. જો તમને કાંઈ નુકશાન થયું હશે, તો સદ્ નિયમ તમને તેનો બદલો વાળી આપશે; અને જો તમે તમને વાગે એવું હથીઆર તૈયાર ન કર્યું હોય તો કોઈનામાં પણ તમને

હેરાન કરવાની શક્તિ નથી; કારણ કે જેમણે ઘા માર્યા હોય તેમનેજ ઘા સહન કરવા પડશે. માટે જો તમારે જ્યારે **જગદ્ગુરૂ** આવે ત્યારે તેમને ઓળખવા હોય તો તમારે તે **જગદ્ગુરૂના** સદગુણો ખીલવવા જોઇએ. અપમાન કરનારને **ક્ષમા** આપવી જોઇએ, તમારી **નિંદા** સહનશીલતાથી સાંભળવી જોઇએ, **ક્રોધથી** દૂર રેહેવું જોઈએ, અને **અપકારનો** બદલો અપકારથી નહિ પણ **ઉપકારથી** આપવો જોઇએ. જો તમે તમારામાં આવા જગદ્ગુરુને યોગ્ય સદ્ગુણો ખીલવશો, તો જ્યારે તે આવશે ત્યારે તેમને ઓળખવાને યોગ્ય તમારી નજર ખુલ્લી હશે. કારણ કે જો કે તમારામાં તે ગુણો અપૂર્ણ હશે, અને તેમનામાં તે પૂર્ણ હશે, તો પણ તે ગુણોનો સ્વભાવ તો એક સરખો જ હશે, અને પોતાના સ્વરૂપને ઓળખી શકશે, અને જે મહત્તા બીજાને અંધ બનાવી દે, તે મહત્તા તરત તે ગુણો ઓળખી શકશે.

જો તમારે **તે મહાન્ જગદ્ગુરૂ** જ્યારે આવે ત્યારે તેમને ઓળખવા હોય તો તમારે તમારામાં **નમ્રતા** અને **ધીરજ** એ બે સદ્ગુણો ખીલવવા જોઇએ એટલુંજ નહીં પણ **આધ્યાત્મિક** મનુષ્યને યોગ્ય સઘળા સદ્ગુણો પ્રગટ કરવા જોઇએ. તમને પ્રિય કે અપ્રિય લાગતાં સર્વ મનુષ્યો ઉપર પ્રેમ રાખવો જોઈએ; જેમ કોઇ વધારે અજ્ઞાન મૂર્ખ મનુષ્ય મળે, તેમ તમારે વધારે ધીરજ બતાવવી જોઇએ. જેમ કોઈ વધારે શરમાળ અથવા નિર્બળ મનુષ્ય તમને

તમારા માર્ગમાં મળે તેમ તમારે તેની તરફ વધારે દિલસોજી બતાવવી જોઈએ. આ સદ્ગુણો સ્ત્રીઓને યોગ્ય છે એમ કહી હસી કાઢવામાં આવે છે, પણ જો આ સદ્ગુણ દરેક સ્ત્રીમાં હોય તો કેવું સારૂં! કોઇ પણ મનુષ્યના દુઃખને બરાબર સમજે અને તે તરફ લાગણી ધરાવે, અને જ્યારે કાંઇ આપવાનો વખત આવે ત્યારે કાંઈ પણ આપતાં જે પાછી પાની ન ધરે તેવું હૃદય હોવું જોઇએ.

જો તે **જગદગુરૂ** આવે ત્યારે તેમને ઓળખવા હોય તો મહાન્ પુરુષોને હલકા પાડવાની અને જે ઉમદા હોય તેના અવગુણ શોધવાની ટેવને જતી કરો. ઘણા પુરૂષો જ્યારે સૂર્ય સામે જુએ છે, ત્યારે ફક્ત તે સૂર્યના ડાઘાજ જુએ છે, અને તેઓ કહે છે કે પોતાના નોકર આગળ કોઈ શૂરવીર નથી. આનો અર્થ એમ નથી કે તે શૂરવીરમાં ખરી શૂરવીરતા નથી, પણ નોકરનું હૃદય પોતાના શેઠની મહત્તાની કદર બુઝી શકે નહીં. આપણે ટીકાઓ કરીએ છીએ, આપણે નજીવા દોષો શોધી કાઢીએ છીએ, નાની ભૂલો ઉપર આપણે બહુ ભાર ભૂકીએ છીએ; અને આપણી આસપાસ રહેતા મનુષ્યોની અંદર રહેલી મહત્તા અને ભલાઈ આપણે પારખી શકતા નથી. જનસમાજના સામાન્ય વિચારની વિરૂધ્ધ હોય તો પણ પૂજ્યભાવની લાગણીને ખીલવો. કોઇપણ વસ્તુની મહત્તાના વખાણ કરતાં શરમાશો નહિ. તમારા કરતાં જે વધારે ઉચ્ચ છે, વધારે ઉમદા છે, તેના તરફ પૂજ્યભાવ બતાવતાં લજ્જા ધરશો નહિ. કારણ

કે પ્રશંસા કરવાની શક્તિજ જણાવે છે કે તમે કોઈક વખતે તે વસ્તુ પ્રાપ્ત કરી શકશો. બાહ્ય જીવનમાં, આંતર જીવનમાં, લેખકની, ચિતારાની, શિલ્પ શાસ્ત્રીની પ્રતિભામાં અથવા સંતની પવિત્રતામાં, દયાળુ પુરૂષોની દયામાં જ્યાં જ્યાં તમને મહત્તા જણાય ત્યાં ત્યાં તે તરફ પૂજ્યભાવ રાખો. જે જે પુરૂષ તમને મળે તેના દોષ તરફ નજર કરવાને બદલે ગુણ તરફ નજર કરો. દરેક મનુષ્યમાં પછી ગમે તો તે એક ગુનેગાર હોય, તેનામાં પણ એક મહાત્મા થવાનું બીજ રહેલું છે, તે જુઓ. જે બીજરૂપે છે, તેના તરફ પ્રેમ અને પૂજ્યભાવ બતાવવાથી તે બીજને ફણગો આવશે અને ઘણા થોડા સમયમાં તે બીજ ફુલ અને ફળ રૂપે પ્રગટ થશે. દરેક મનુષ્યના હૃદયમાં ઈશ્વર છે, અને જો તમે તે જોઈ ન શકતા હો તો તેનું કારણ એટલુંજ છે કે તમારી આંખો પર પડળ વળી ગયાં છે. અને જો તમારે **જગદ્‌ગુરૂમાં** પૂર્ણપણે ખીલેલી દિવ્યતા જોવી હોય તો તમારા ગરીબમાં ગરીબ જાતિભાઈમાં તથા બ્હેનમાં તે મહાત્માના ગુણો જોતાં શિખો, અને જ્યારે તે આવશે, ત્યારે તમે તેમને જરૂર ઓળખશો.

જો તમારામાં પૂજ્યભાવ જાગ્રત થાય તો, જે તમને તમારા કરતાં વધારે ઉચ્ચ લાગે, તે તરફ વેહેતા તમારા પ્રેમ પ્રવાહને અટકાવતા નહિ. પણ જે **ભક્તિની** લાગણી પ્રેમ બતાવવાને તૈયાર હોય છે જે સ્વાર્પણ કરવા તત્પર હોય છે, અને જે પોતાના કરતાં જેનામાં વધારે મહત્ત્વ

જુએ છે, તેને સર્વસ્વ અર્પણ કરવા પણ શકિતમાન્ છે તે **ભક્તિ**ની લાગણી ખીલવો. પ્રાચીન ગ્રંથોમાં કહ્યું છે કે કેટલાક એવા પુરુષો હતા કે જેઓએ જ્યારે ક્રાઈસ્ટને જોયા, ત્યારે સર્વસ્વનો ત્યાગ કરી, તેમને અનુસર્યા. અને આ વીસમી સદીમાં જ્યારે **તે મહાત્મા** આપણી વચમાં આવી ઉભા રહેશે, ત્યારે કેટલાક પુરૂષો તેમને જોતાંવારજ સર્વસ્વનો ત્યાગ કરી, તેમને અનુસરશે, તેમાંના એક થવાનું જો તમને મન થતું હોય તો દરરોજના જીવન વ્યવહારમાં જ્યાં સુધી તે પ્રકટ થયા નથી, ત્યાં સુધી તેવી લાગણી ખીલવો. આ રીતે તે સદ્ગુણોને અનુભવમાં મૂકતા રહો કે તેમની હાજરીમાં તે પુષ્પરૂપે પ્રકટી નિકળે. દેવો અને મનુષ્યોના ગુરુ કેવા હોવા જોઈએ તેનો ખ્યાલ લાવવા પ્રયત્ન કરો. તેમના સંપૂર્ણ પ્રેમમય સ્વરૂપનો કાંઈક ઝાંખો પ્રકાશ અથવા તો તેમના પરમ પવિત્ર જીવનની કાંઈક ઝાંખી પામવા પ્રયત્ન કરો. અથવા તો જે શક્તિ જ્ઞાનપૂર્વક પ્રત્યુત્તર આપી સર્વપર વિજય મેળવે છે, એવી શક્તિ સમજતાં શિખો.

લોકસમુદાયના અભિપ્રાયને આપણે દોરવી શકીએ એટલું બળ જો આપણામાંના થોડામાં પણ હોય તો જ્યારે તે **પ્રેમની મૂર્તિ** ફરીથી આવે ત્યારે તેમને વધસ્તંભ મળશે નહી; જ્યારે તે આપણી વચમાં ઉભી રહેશે, ત્યારે તેમના તરફ દ્વેષનો વરસાદ વરસાવવામાં આવશે નહીં, કેવળ ત્રણ વર્ષને માટેજ તે આપણી વચ્ચમાં રહી શકશે નહિ; પણ આપણો પ્રેમ તેમને જવા દેશે નહિ, કારણકે

પ્રેમમાં તે પ્રેમની મૂર્તિને બાંધવાનું પણ બળ રહેલું છે. તે વખતે તેમના જેવા થવાને પ્રયત્ન કરનાર તથા તેમના દર્શનની ભવ્યતાના ઉત્સુક એવા આપણે આપણી પોતાની આંખે તે દૈવી પ્રભુને સંપૂર્ણ સુંદરતામાં નિહાળીશું, અને થોડા વર્ષમાં જ્યારે તેમનાં ચરણકમળ આ પૃથ્વીને પાવન કરશે, ત્યારે આપણે તેમને ઓળખીશું."

ઉપરના શબ્દો એટલા ઉમદા અને ભવ્ય છે કે તેમાં કાંઇ પણ ઉમેરો કરવાની જરૂર નથી. આના કરતાં વધારે સુંદર રીતે તેમજ અસરકારક રીતે ચારિત્રની ઉચ્ચ ભાવના અથવા તો સામાન્ય લોકે માન્ય કરેલા ચારિત્રના ધોરણનો ત્યાગ ચિતરી બતાવવો અશકય છે; અને તે તરફ અત્યારથીજ આ મંડળના સભાસદોએ પ્રયત્ન કરવો જોઇએ કે જ્યારે તે મહાન્ જગદ્ગુરુ આવે ત્યારે તેમના શિષ્ય થવાને આપણે લાયક બનીએ. માટે આ સામાન્ય લેખમાં આપણે તે આંતર કાર્યને એક બાજુએ રાખી હવે આપણે આ મંડળના બીજા સ્વરૂપ વિષે વિચાર કરીશું; તે સ્વરૂપ તેના બંધારણ વિષે છે અને તેથીજ તે ઘણું ઉપયોગી છે.

## આ મંડળનું બંધારણ. Organization.

એક સંસ્થાને ખાતર ત્રણ સ્થિતિઓની જરૂર છે—**ઐક્ય વિ-વિધતા અને શક્તિ.** જે મંડળમાં સભાસદોનો ઉદ્દેશ એક હોય છે તે સાથે તે સભાસદોમાં જુદા જુદા પ્રકારની બુદ્ધિ હોય છે અને તે ઉદ્દેશ પાર પાડવાને જૂદાં જુદાં બાહ્ય સાધનો લેવાં પડે છે તેમજ જેમાં **જીવન** અને **બળ** બહુ હોય છે તે મંડળ પૂર્ણતાએ પહોં-ચેલું ગણી શકાય.

આ લેખકને લાગે છે કે **પૂર્વના તારાના મંડળમાં** સર્વાંગ

સંપૂર્ણ મંડળ બની શકે એવાં બધાં તત્ત્વો ખાસ રીતે આવી વસેલાં છે. આ એક મંડળ છે કે જેના સભાસદો એકજ ઉદ્દેશથી જોડાયલા છે. અને **ઐક્ય** તરફ વધારે ખેંચનાર તત્ત્વ એ છે કે આ ઉદ્દેશનું કેન્દ્ર એક દિવ્ય આકૃતિ છે અને તે આકૃતિ પણ જગતની સઘળી આકૃતિઓ કરતાં મહાન્ છે, અને દેવો તથા મનુષ્યોના **મહાન્‌ગુરૂ** તરફના **ભક્તિભાવ** અને **પ્રેમની** સાંકળથી વિશ્વવ્યાપી બંધારણ બાંધવાનું તેનામાં સામર્થ્ય રહેલું છે. તે મહાન્ દિવ્ય આકૃતિની આસપાસ આ મંડળ સ્થાપવામાં આવ્યું છે. હજુ જાતે આ મંડળનો કબજો પોતાના હાથમાં લેવાનો સમય આવ્યો નથી.* તે છતાં તે દિવ્ય આકૃતિ બીજરૂપે તેના મધ્યબિંદુમાં છે. પરંતુ હાલ પણ તેમના સંબંધીનો વિચાર મોજુદ છે. જો કે તે અહીં હાજર નથી, છતાં તેમના આગમનની આપણે રાહ જોઇએ છીએ અને તેથી આ મંડળ જન્મથીજ ઐક્યનું સર્વવ્યાપી અને સર્વ ઉપર સત્તા ચલાવનારૂં સત્ય કાર્ય કરી રહ્યું છે, કે જે **ઐક્ય** ખરા બંધારણની એક ખાસ શરત છે.

બીજી બાબત **વિવિધતા** સંબંધી છે. દુનિયાના જુદા જુદા ભાગોમાં જુદી જુદી સ્થિતિઓ વચ્ચે આ મંડળના સભાસદોને કામ કરવાનું થશે, તેના કરતાં વધારે **વિવિધતા** કલ્પવી અશક્ય છે. દરેક દેશ, દરેક ધર્મ અને દરેક પ્રજાને તેના સવાલોનો નિવેડો આણવાનો હોય છે; અને તે મહાનગુરુના આગમનના વિચારનું મહત્ત્વ દરેક પોત પોતાની રીતે સમજશે. માટે દરેકે પોતાની સ્થિતિ વિચારી અને તે થનાર ભવિષ્યના મહત્ત્વના આધારે ભવિષ્યને અનુકૂળ બનવું જોઇએ, અને આ કારણથીજ ખુલ્લી રીતે જાહેર કરવામાં આવ્યું છે કે આ મંડ-

---

* ૧૯૧૧ ના ડિસેમ્બર માસની ૨૮ મી તારીખે આ ભવ્ય અને કલ્યાણકારી પ્રસંગ બન્યો હતો.

ળમાં કોઇ પણ નિયમો નથી. આવી અંત વગરની **વિવિધતા** હોવાથી સંપૂર્ણ સ્વતંત્રતાની જરૂર ઉભી થાય છે. વિચારની સ્વતં-ત્રતા, કાર્યની સ્વતંત્રતા, અને બંધારણની સ્વતંત્રતા. આ સ્વતંત્ર-તાની જરૂર એટલા માટે છે કે દુનિયાના દરેક ભાગમાં આ મંડળના સભાસદો બહારના કોઈ પણ પ્રકારના નિયમ કે પ્રતિબંધ વિના તેમ-ના સંજોગોમાં જે જે સવાલોનો નિવેડો આણવાની જરૂર પડે, તે ખાસ સવાલોનો તઓ નીવેડો આણે.

સર્વાંગ સંપૂર્ણ બંધારણની બે શરતો આ મંડળમાં જોવામાં આવે છે; અનંત સામર્થ્યવાળું **ઐક્ય** તરફ લઇ જનાર બળ, તેમજ પ્રવૃત્તિની અનંત **વિવિધતા** આ બન્ને નજરે પડે છે. જેનો મુખ્ય ઉદ્દેશ આવો મહાન્ છે અને જેની આગળ આટલું મોટું ભવિષ્ય પડેલું છે, તે મંડળમાં " **અનંત બળ** અને **અનંત જીવન** " આ ત્રીજી શરતની શું આપણે આશા ન રાખી શકીએ ?

આખી દુનિયાપર તે મહાન્ પ્રભુના આગમનની તૈયારી માટે-ના જીવનને ગતિ મળે છે. જે મંડળ ચોકસ રીતે **તેમના** આગ-મનની રાહ જુએ છે, અને **તેમના** આગમનની તૈયારી કરે છે, તે મંડળ શું તે જીવનનો કેટલોક ભાગ પોતાના તરફ આકર્ષી તેને વ-ધારે ચોકસ અને વધારે સ્થાયી ફળવાળો ન બનાવી શકે ?

ઓછામાં ઓછું આ મંડળે આટલું તો કરવું જોઇએ; અને જો આ મંડળ એક ઘણીજ ઉપયોગી અને ધ્યાન આપવા લાયક બાબત લક્ષમાં લે તો ઘણાજ ઉત્સાહથી અને સામર્થ્યથી આ કામ કરશે. અને તે બાબત એ છે કે આ મંડળને એવો પ્રસંગ મળેલો છે કે જેનો જોટો જગતના ઇતિહાસમાં બીજે કોઇ સ્થળે, અમારા માનવા પ્રમાણે મળી શકશે નહી. **મહાનગુરૂ** ઘણી વાર આવી ચાલ્યા ગયા છે. તેમના શિક્ષણથી મહાન્ ધર્મો સ્થપાયા છે. વખત

જવાં તેમના મહાન્ કામને અવશ્ય ફત્તેહ મળેલી છે. પણ આખા વિશ્વમાં પથરાયલા મંડળે સ્થૂળ ભુવન ઉપર તેમના આગમનનો પ્રથમ સંદેશો કહ્યો હોય અથવા તો આગમન માટે તૈયારી કરી હોય, એવું પૂર્વે કદાપિ બન્યું નથી. આ મંડળ એવાં સ્ત્રીપુરૂષોનું બનેલું છે કે જેઓ ભવિષ્યના સંબંધમાં નિશ્ચયથી જાણે છે અને જે ઉપદેશ તે **મહાનગુરૂ** આપશે, તે ઉપદેશને અનુકૂળ થવાને અગાઉથી પ્રયત્ન કરે છે, અને જ્યારે તે આવે ત્યારે **તેમના** હાથમાં સાધનરૂપે પોતે બને, તેટલા માટે સેવા કરીને તે કામને માટે યોગ્ય થતા જાય છે. આ સંજોગો તદ્દન નવા છે, કહીયે તો અનુપમ છે; અને આવા સંજોગોને લીધે નવી શકયતાઓ, નવી આશાઓ ઉત્પન્ન થાય છે. આ મંડળ આગળ જે મોટી તકો ખુલ્લી પડેલી છે, તેનો જો તે બરાબર લાભ લે તો આ મંડળની હયાતી આ બાબતમાં કેટલો બધો ફેરફાર કરી શકે તેનો ખ્યાલ લાવવો કઠણ છે. આ મંડળ શું કરી શકશે, તેનો કેટલોક ખ્યાલ આપણે અહીં બાંધીએ.

કેટલાંક વર્ષ સુધી આ મંડળની હયાતી તેમજ એક મુખ્ય બાબત ઉપર તેની એકત્ર થયેલી વિચારશક્તિને લીધે તે મંડળનું બહારનું કામ ગણત્રીમાં ન લઇએ તોપણ જગદ્‌ગુરુ આવવાના છે, એની વધતી જતી ચોકસ આશા આ જમાનાના વિચારપ્રદેશ પર જરૂર થશે તે મહાનગુરુ પ્રતિના આ મંડળના વલણને લીધે **એની-બેસન્ટના** શબ્દોમાં કહીએ તો " **આદર સત્કાર અને પૂજ્યભાવનું વાતાવરણ તૈયાર થશે.** " જગદ્‌ગુરૂના આગમન પૂર્વે આ મંડળ સ્થપાયલું હોવાથી જગતની વિરૂદ્ધતાના કેટલાક ભાગની સામે આ મંડળ થઇ શકશે અને આ રીતે જે શોક અને ચિંતાનો બોજો દરેક જગદ્‌ગુરુએ માથે લેવો પડે છે, તેનો કેટલોક ભાગ પોતાને માથે લેવાનો આ મંડળને કીર્તિમંત હક્ક મળશે. અને આથી

કરીને કદાચ તે મહાનગુરૂ જગતને આશિષ આપવાને જરા વધારે વખત રહી શકશે.

આ મંડળ આ કામ કરી શકે એમ હોવાથી, અને જે વખતમાં આ બધું બની શકે તે વખત બહુ ઓછો હોવાથી, આશા રાખવામાં આવે છે કે આ મંડળના સભાસદોએ પોતાની રીતે તેમજ પોતાના સંજોગો પ્રમાણે આ મંડળનું કામ પોતાનાથી બનતી દૃઢતાથી અને અંતઃકરણ પૂર્વક ઉપાડી લેવું જોઇએ છે અને અહીં કેટલીક સામાન્ય સૂચનાઓ આપવાની જરૂર છે.

## સામાન્ય સૂચનાઓ.

૧ જ્યાં એકજ સ્થળમાં બે કે ત્રણ સભાસદો હોય ત્યાં તેઓએ આ મંડળ અને તેનું કામ પોતાના જીવન-વ્યવહારમાં યોજવાને નિયમસર મળવાની શરૂઆત કરવી જોઇએ, અને આવી સભાઓ જેમ બને તેમ વધારે કરવી જોઇએ, આથી બીજું કાંઇ નહી તો તે સભાનું સ્થાન વિચારનું મધ્યબિન્દુ થશે, જે ભવિષ્યનું સામાન્ય વાતાવરણ તૈયાર કરવામાં એક મધ્યબિન્દુ તરીકે કામ લાગે.

૨ એકજ સ્થળમાં રહેનારા સભાસદોએ એકજ વખતે અને બની શકે તો એકજ જગ્યાએ જગદ્ગુરુનું આગમન અને કરવાનું કામ એ વિષય ઉપર ધ્યાન કરવાને એકઠા મળવું જોઇએ. કારણ કે સાથે મળી કરેલું ધ્યાન સૂક્ષ્મ ભુવનોપર ઘણી ભારે અસર કરે છે.

૩ પ્રથમ જણાવી ગયા પ્રમાણે તેઓએ સ્મરણમાં રાખવું જોઇએ કે આ મંડળના સભાસદ તરીકે તેઓનું

કામ એ છે કે તેમની આસપાસના મનુષ્યોને આપણા વખતમાં આ જગદ્‌ગુરૂના આગમનની શકયતા છે, એમ બુદ્ધિ કબુલ કરે તે રીતે ( Intellectually ) સમજાવવું. **બીજું** કામ એ કરવાનું કે **મહાનૂગુરૂ**ના માર્ગમાં જે જે અડચણો આવવાનો સંભવ લાગતો હોય, તેમાંની એકાદપર વિચાર કરી, આપણી શકિત અનુસાર તે અડચણ દૂર કરવાને પ્રયત્ન કરવો; અને **ત્રીજું** કામ એ છે કે જે માણસ અથવા માણસો એમ કબુલ કરતા હોય કે આવા ગુરુ આવે તો તેમાં કાંઈ અશકય નથી, તેવા પુરૂષોની મનની તથા હૃદયની વૃત્તિ એવા પ્રકારની બનાવવા પ્રયત્ન કરવો કે જ્યારે **તે મહાનૂગુરૂ** આવે ત્યારે તેઓ **તેમનો** સંદેશો બહુજ સારી રીતે સાંભળવાને પાત્ર બને.

૪ આ કામ કરવાને ઘણા માર્ગ છે. વાતચિત્તથી, જાહેર ભાષણથી, પત્રવ્યવહારથી અથવા નાનાં નાનાં ચોપાનીયાં કાઢવાથી અથવા લેખો લખવાથી; આ બધી રીતોમાંથી કઈ રીત પસંદ કરવા લાયક છે, તે સભાસદે અથવા સભાસદોના સમુદાયે નકકી કરવું જોઇએ. ગમે તે સાધનોનો ઉપયોગ કરવામાં આવે પણ દરેક સભાસદે પછી તે ગમે તે સ્થળમાં હોય તેણે વિચારવું જોઈએ કે તેની આસપાસ વસતા મનુષ્યોમાંથી આ જગદ્‌ગુરૂના આગમનની બાબતમાં માનસિક તેમજ આધ્યાત્મિક રીતે જેટલા મનુષ્યોની સંખ્યાને તૈયાર કરવામાં તે ફતેહમંદ નીવડયો હશે, તેના ઉપર તેની ઉપયોગિતાનો છેવટનો આધાર રહેશે; અને

તે પ્રમાણે તેણે પોતાનાં જીવન વ્યવહાર અને પ્રવૃત્તિઓને ગોઠવવાં જોઇએ.

૫ એ જરૂરનું છે કે મંડળના જુદા જુદા વિભાગોની જાણ માટે કરેલા કામનો રિપોર્ટ અરસપરસ મોકલવાથી તે વિભાગો એક બીજાના સંબંધમાં આવી શકે, અને ઐક્ય દ્વારા આ મંડળને જીવન મળી શકે. એક મહાન પિતાની છાયા નીચે એકઠા થયેલા એક મહાન્ કુટુંબના સભાસદરૂપ પોતાને ગણવો જોઇએ, અને આ લાગણી સ્થૂળ ભુવનપર બતાવવાને અમુક નિશાની રાખવાની જરૂર છે.

૬ આ મંડળને ઉપયોગમાં આવે તેવા માર્ગો શોધી કાઢવાની અને અને આ મંડળને પોતાની સૂચનાઓનો લાભ આપવાની અમુક ફરજ પોતાને માથે મૂકાયલી છે, એવું દરેક સભાસદે વિચારવું. પ્રવૃત્તિઓનું એક મધ્ય સ્થળ સ્થાપન કરવું જોઇએ કે જ્યાં આવી સૂચનાઓ મોકલી શકાય. પોતાના કામમાં જે જે મુશ્કેલીઓ પડતી હોય, તેની દરેક સભાસદે નોંધ રાખવી, તેમજ સામે આવતી મુખ્ય દલીલો પણ નોંધવી. જે મુદ્દાઓ સમજાવવા અથવા તો ખાત્રી થાય તેવા રૂપમાં મુકવા અઘરા લાગતા હોય તેવા મુદ્દાઓ નોંધવા. આમ કરવાથી જ્યાં બની શકશે ત્યાં મદદ આપવામાં આવશે, અને જ્યાં મદદ આપવી અસંભવિત લાગશે ત્યાં પણ કામ કરનારાઓના અનુભવનો લાભ આ મંડળને મળશે.

આ અને બીજા ઘણા મુદ્દાઓપર માહીતી અને મદદ આપી શકવાની સ્થિતિમાં હોય તેઓ તરફથી ઘણી ચોકસ માહીતી અને મદદ આખરે આપવામાં આવશે એમ આશા રાખવામાં આવે છે. આ લેખ તો પ્રથમ શરૂઆતનો ખરડો છે અને તેનો હેતુ સભાસદ થવાની ઇચ્છા રાખનારાઓને આ મંડળના નિયમો તથા ઉદ્દેશોનો સામાન્ય ખ્યાલ આપવાનો છે, કે જેથી તેમને પત્ર લખવાની અને આ મંડળના હોદ્દેદારોને જવાબ આપવાની તસ્દી ઓછી પડે.

## સભાસદ થવા માટે.

૧ સભાસદ થવાની અરજી ઉમેદવારે પોતાના દેશના વ્યવસ્થાપક સેક્રેટરી—Organizing Secretary ને કરવી. જે દેશમાં સેક્રેટરી ન નિમાયો હોય, તે દેશવાળાએ જ્યાં સુધી સેક્રટરી નિમાય, ત્યાં સુધી રાહ જોવી જોઇએ. કારણ કે આ મંડળની યોજના દેશ પ્રમાણે કરવાની છે. દરેક દેશ એક જુદી અને પોતાની મેળે કામ કરતી વ્યક્તિરૂપ ગણવામાં આવશે. માટે સઘળા સભાસદો પોતાના પ્રજાકીય વિભાગ—National Section—ના સભાસદો કહેવાય છે, અને તે વિભાગના હોદ્દેદારોની સાથે સંબંધમાં આવેલા હોય છે.

૨ આ બાબતમાં આટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે દરેક દેશના મુખ્ય હોદ્દેદારો—સ્થાનિક પ્રતિનિધી Local Representative અને વ્યવસ્થાપક સેક્રેટરીને આ મંડળના પ્રમુખ પોતાને હાથે ચુંટી કાઢે છે. આ વર્ગનું કામ ચલાવવાને જો સ્થાનિક હોદ્દેદારો પ્રથમથી ચુંટવામાં આવ્યા હશે, તો તે નિમણુક સ્થાયી બનાવતાં પહેલાં પ્રમુખની સંમતિની જરૂર પડશે.

૩ આ મંડળના સભાસદ થનાર ઉમેદવારે ટુંકાણમાં જે લખવાનું તે આટલુંજ કેઃ—

**પ્યારા સાહેબ,**

હું **પૂર્વના તારાના મંડળમાં** દાખલ થવા ઇચ્છા રાખું છું, અને તેના જાહેર કરેલા નિયમોને કબુલ રાખું છું.

હું છું તમારો,

નામ ________________

પુરેપુરૂં ઠેકાણું ________________

ઉમ્મર (          )   તમે અંગ્રેજી ભણેલા છો ? (          )

૪ જે કોઇ સભાસદને દાખલ કરવામાં આવશે તેને તેના વ્યવસ્થાપક સેક્રેટરી તરફથી સભાસદપણાનું સર્ટિફિકેટ આપવામાં આવશે.

૫ આ મંડળનું ચિન્હ પાંચ ખુણાવાળો—Five Pointed રૂપેરી તારો છે; તે ટાંકણીરૂપે—અથવા બ્રુચરૂપે મળી શકશે. લોકો-માંથી સવાલ પુછવામાં આવે છે કે આ બંનેમાંથી કઇ રીતે આ ચિન્હ પહેરવું, અથવા તો કોઇ ન દેખે તેમ ઘડીયાળના છેડાએ લટ-કાવવું. આ સવાલમાં અમે એટલુંજ કહીએ છીએ કે આ મંડળમાં કોઇ પણ નિયમો નથી અને તેથી સભાસદોને પોતાની મરજી પ્રમાણે વર્તવાની છુટ છે. પણ તે લોકોની નજરે પડે અથવા લોકો ટીકા કરે તેવા ભયથી બચવાની બાબતમાં અમારો જવાબ એ છે કે આ બાબતમાં કોઇ પણ જાતનું દબાણ છેજ નહિ, અને ભવિષ્યમાં થશે પણ નહિ, છતાં જે ભવિષ્ય આ મંડળને માટે ખુલ્લું છે તેનો વિચાર કરતાં આ મંડળના સભાસદોએ લોકોની ટીકા અને નિંદા સહન કરવા જેટલા જરા મજબુત બનવું જોઇએ, કારણ કે ભવિ-ષ્યમાં એક દિવસ એ ટીકાઓ સહન કરવાનીજ છે. પણ અહીં પણ કોઇ ચોકસ નિયમ જણાવવામાં કે સૂચવવામાં આવતો નથી. આ બધાનો જવાબ **ઍનીબેસન્ટના** શબ્દો પ્રમાણે એટલોજ અપાય કે બની શકે ત્યાંસુધી સભાસદોને તે ચિન્હ પેહેરવાની ભલામણ કરવામાં આવે છે. આનો અર્થ શો કરવો તે સભાસદોના પોતાનાપર આધાર રાખે છે.

૬ દરેક સભાસદે, સભાસદ થતાંની સાથેજ પોતાના પડોશમાં કોઇ સભાસદ છે કે નહિ તે શોધી કાઢવાને પ્રયત્ન કરવો જોઇએ કે જેથી તેમની સાથે તે સંબંધમાં આવી શકે અને ભવિષ્યમાં કામ કરવાની યોજનાઓ રચી શકે. સ્થાનિક થિઓસોફિકલ સોસાઇટી પાસેથી આ ખબર તરતજ મળી શકશે અથવા તો વ્યવસ્થાપક સેક્રેટરીને લખવાથી પણ તે ખબર મળી શકશે.

૭ જ્યાં આગળ કોઇ સભાસદ એકલો પડયો હોય, ત્યાં તેણે તે મંડળના સભાસદ તરીકે જીવન ગાળવું જોઇએ, અને તે કામમાં આ લેખના પ્રથમ ભાગમાં જણાવેલા જાહેર કરેલા નિયમોનો આધાર લેવો જોઇએ. આવા સભાસદે બીજે સ્થળે આવેલા સભાસદો સાથે પત્રવ્યવહાર ચલાવવો જોઇએ, અને તેમને નિયમસર પખવાડીએ કે મહીને લખવું જોઇએ, આથી તે મંડળની સાથે સંબંધમાં રહેશે.

૮ આ મંડળના ઉમેદવારો અને સભાસદોને ખાસ સૂચના કરવાની કે આ મંડળમાં કોઇ પણ નિયમ નહિ હોવાથી, કોઇ પણ જાતનાં નાણાં ભરવાનાં નથી. આ બે બાબતોપર ધ્યાન આપવાથી ઘણા સવાલો પૂછવાની જરૂર રહે નહીં. આટલી વ્યાવહારિક ટુંક સૂચનાઓ સાથે આ લેખ પૂરો કરવામાં આવે છે. લખાણ સારરૂપ છે, પરંતુ લેખકને આશા છે કે શોધકોને તે ઘણું મદદગાર થશે, અને પૂર્વના તારાના •મંડળનો હેતુ અને સ્વરુપ વા ખુબી સંબંધી તેઓ માહીતગાર થશે.

વધુ કાંઇ પણ જણાવવાનું રહેતું નથી, પણ એટલી ઉમેદ અને આશા રાખવામાં આવે છે કે આવા પ્રકારે સ્થાપન થયેલા મંડળનું ઉચ્ચ પ્રારબ્ધ કદી પણ નિષ્ફળ નહી નિવડતાં તેનો ઉલટો ઘણા લોકોમાં, ઘણા દેશોમાં ફેલાવો થાઓ અને થોડાં વર્ષો જે આપણી સન્મુખ છે તેમાં જગદ્‌ગુરુના આગમનના રસ્તા માટે તે એક સત્ય અને ઉચ્ચ સાધનરૂપે ઉન્નતિ પામો.

# " પૂર્વના તારાનું મંડળ. "

## હોદ્દેદારો.

રક્ષક,

મિસિસ ઍની બેસન્ટ.

અધ્યક્ષ,

મી. જે. કૃષ્ણમૂર્તિ—અલ્સીઓની.

અધ્યક્ષના સેક્રેટરી,

મી. જી. એસ. એરંડેલ. એમ. એ., એલ. એલ. બી.,

સામાન્ય સેક્રેટરી.

પ્રોફેસર ઇ. એ. વુડહાઉસ. એમ. એ.

પ્રજાકીય પ્રતિનિધી.

હિંદમાં–પ્રોફેસર પંઢરિનાથ કાશિનાથ તેલંગ. એમ. એ., એલ. એલ. બી.–મુંબાઇ.

વ્યવસ્થાપક સેક્રેટરી.

હિંદમાં-ડૉ. મેરિરોક—અધાર-મદ્રાસ.

પ્રાંતિક સેક્રેટરી.

મુંબાઈમાં—ડૉ૦ વિ૦ સો૦ ત્રિલોકેકર એલ. એમ. એન્ડ એસ.
૩, ફૅાલબાદ ક્રોસલેન, કાલબાદેવી-નં૦ ૨.